


# પ્રાણીઓ ની શાળા

લેખન : જ્યોર્જ એચ. રેવીસ

ચિત્ર : જોયસી

# પ્રાણીઓ ની શાળા





ઘણા સમય પહેલા ની વાત છે. બધા પ્રાણીઓએ નક્કી કર્યું કે એમણે નવા જગત ની સમસ્યાઓ માટે કંઈક પરાક્રમી કામ કરવું જોઈએ.



એટલે તેઓએ એક શાળા ની સ્થાપના
કરી.




ત્યાં ના અભ્યાસક્રમ માં દોડવાનું, ચઢવાનું,
તરવાનું અને ઉડવાનું સામેલ કર્યા.




અભ્યાસક્રમ સરળ રીતે લાગુ કરવા,
બધા પ્રાણીઓએ બધા વિષય લીધા.



બતક તરવામાં બહુ કુશળ હતું - એના
શિક્ષક કરતા પણ.



પણ તે ઉડવામાં અને દોડવામાં ફક્ત પાસ થયું.




એ દોડવામાં ધીમું હતું, એટલે એને શાળા પૂરી થયા પછી દોડવાની પ્રેક્ટીસ કરવા રોકાવું પડતું, અને એને તરવાનું પણ છોડવું પડતું.




આ બધું એટલે સુધી ચાલ્યું કે એના જાળપાદ (જાળીવાળા પગ) બહુ ખરાબ રીતે ઘસાઈ ગયા અને તરવામાં પણ એ સાધારણ તરવૈયો ગણાયું.

શાળા માં સાધારણ થવું સ્વીકાર્ય હતું, એટલે બતક સિવાય કોઈને એ વાત ની ચિંતા ન હતી.




સસલું દોડવામાં વર્ગ માં પહેલું હતું, પણ…




તરવાનું શીખવામાં એણે માનસિક સંતુલન ગુમાવ્યું.




ખિસકોલી ચઢવામાં પાવરધી હતી પણ ઉડવાના વર્ગ માં હતાશ થઈ ગઈ, જ્યાં એના શિક્ષકે એને ઝાડ ની ટોચ પરથી ઉડવાને બદલે જમીન થી ઉપર ઉડવાનું કહ્યું.



વધારે પડતો પરિશ્રમ કરવાથી એના પગ ના સ્નાયુ ખેંચાઈ ગયા અને ચઢવામાં C અને દોડવામાં D મળ્યો.




ગરુડ મસ્તીખોર હતું, અને એને ગંભીરપણે શિસ્ત શીખવાડવામાં આવી.




ચઢવાના વર્ગ માં એ બધા થી આગળ નીકળી ગયું પણ વૃક્ષ ની ટોચ પર પહોંચવામાં એને પોતાની પદ્ધતિ વાપરવી હતી.




વર્ષ ના અંતે, એક અસામાન્ય ઈલ સૌથી પહેલું આવ્યું
કારણકે એને તરતા બહુ સારું આવડતું હતું, અને
દોડવામાં, ચઢવામાં અને ઉડવામાં પણ હોશિયાર હતું.




એને આદરપૂર્વક સન્માનિત કરવામાં આવ્યું.




ઘાસિયા પ્રદેશ માં રહેતા ઉંદર શાળા ની બહાર જ રહ્યા અને કર સામે વિરોધ કર્યો કારણકે ખોદકામ અને બખોલ બનાવવાનું અભ્યાસક્રમ માં ન હતું.




એણે એના છોકરાઓ ને ઘોરખોદું પાસે શિક્ષણ માટે મોકલાવ્યા અને તીણા દાંતવાળા ઉંદર અને ગોફર (ઉંદર જેવી ખિસકોલી) સાથે મળી ને એક સફળ  ખાનગી શાળા ચાલુ કરી.



આ દંતકથા માં થી કંઈ બોધપાઠ
મળે છે?



એક શિક્ષક તરીકે આપણે આપણી આખી કારકિર્દી એ બાબત ની ખાતરી કરવા માટે ખર્ચી નાખીયે છીએ કે દરેક વિદાર્થી એક અનુપમ અને વ્યક્તિગત શીખનાર છે. અનિવાર્ય મુલ્યાંકન, ધ્યેય સુધી પહોંચવાની ક્ષમતા, અને એના સર્વમાન્ય જ્ઞાન થી એની વિદ્વત્તા ની ખબર પડે છે.

અમે દસ્તાવેજ બનાવીને, વાંચન કરીને, પરિષદ માં ભાગ લઈને, શીખવાડી ને, જાહેર માં આ અસમાનતા ને સ્વીકારીએ છીએ. પણ ક્યા ધ્યેય માટે? નિર્વિવાદ સત્ય સામે આવવા છતાં, અનેક જિલ્લા માં એક સરખો અભ્યાસક્રમ એક જ રીતે બધા છાત્રો ને ભણાવવામાં આવે છે, પ્રત્યેક વિદ્યાર્થી ની ક્ષમતા ને ધ્યાન માં રાખ્યા વગર. સદનસીબે, હોવર્ડ ગાર્ડનર ના બુદ્ધિમત્તા ની ક્ષમતા ના સંશોધને હવે કેવી રીતે શીખવાડવું એના દરવાજા ખોલી નાખ્યા છે. જ્યોર્જ એચ. રેવીસ ને અને આપણા જેવા હજારો શિક્ષકો ને વિશ્વાસ છે કે આપણી શૈક્ષણિક દ્વિધા નો ઉકેલ શોધવોજ જોઈએ.



અમે માનીયે છીએ કે લોકો ના પૈસા નો ઉપયોગ એ માટે કરવો જોઈએ કે શાળા એવી જગ્યા હોવી જોઈએ જ્યાં બાળકો નું ઊંચા પણ અલગ-અલગ ધોરણ પ્રમાણે મુલ્યાંકન કરવામાં આવે. જો આપણે દરેક બાળક ને એની શીખવાની ક્ષમતા પ્રમાણે ઓળખીશું નહીં, તો આપણો સમાજ આગળ નહીં વધી શકે.

ધ્યાન રાખજો : બધા બાળકો ને શીખવાડવાનો કોઈ એક યોગ્ય અભ્યાસક્રમ નથી, પણ પ્રત્યેક વિદ્યાર્થી ને શીખવાડવાની એક યોગ્ય રીત છે. જો તમે કોઈ નીતિજ્ઞ ને ઓળખતા હોય, તો એની સાથે આ પુસ્તક ની આપ-લે જરૂર કરજો.

